જાળુની અનંગ। સ્વસ્વરૂપી રાહે દંગ। મુમુક્ષુ જના દાવી। નિજ ડોળાં શ્રીરંગ ॥ ડોળાં શ્રીરંગ ॥ આરતી૦ ॥ ૧ ॥ જયા મનીં જૈસા ભાવ। તયા તસા અનુભવ। દાવિસી દયાધના॥ ઐસી તુઝી હી માવ॥ તુઝી હી માવ ॥ આરતી૦ ॥ ૨ ॥ તુમચેં નામ ધ્યાતાં હરે સંસ્રુતિ વ્યથા। અગાધ તવ કરણી। માર્ગ દાવિસી અનાથા ॥ દાવિસી અનાથા ॥ આરતી૦ ॥ કલિયુગી અવતાર। સગુણ બ્રહ્મ સાચાર। અવતીર્ણ

---

અનંગ (કામ)ને બાળી નાંખી આપ સ્વસ્વરૂપમાં મસ્ત રહો છો અને મુમુક્ષુ લોકોને આપના આત્મ-ચક્ષુનો રંગ બતાવો છો (અનુભવાવો છો) ગુરૂદેવ૦ ॥૧॥ જેના મનમાં જેવો ભાવ હોય છે, તેવો ઓ દયાઘન ! તેને તું અનુભવ દેખાડે છે, એવી તારી માયા છે ॥ ગુરૂદેવ૦ ॥ ૨ ॥ તમારૂં નામ લેતાં જન્મ–મરણ ફેરાનું દુઃખ ટળે છે. ત્હારી કરણી અગાધ છે. અનાથને તું માર્ગ દેખાડે છે ॥ ગુરૂ૦ ॥ ૩ ॥ કલિયુગમાં પ્રત્યક્ષ સગુણ

ઝાલાસે । સ્વામિ દત્ત દિગંબર ॥ દત્ત દિગંબર ॥ આરતી૦ ॥ ૪ ॥ આઠાં દિવસાં ગુરૂવારીં । ભક્ત કરીતી વારી । પ્રભુપદ પહાવયા । ભવભય નિવારી ॥ ભવ ભય નિવારી ॥ આરતી૦ ॥ ૫ ॥ માઝા નિજ દ્રવ્ય ઠેવા । તવ ચરણુરજ સેવા । માગણેં હેંચિ આતાં । તુમ્હાં દેવાધિદેવા ॥ દેવાધિદેવા ॥ આરતી૦ । ॥૬॥ ઇચ્છિત દિન ચાતક । નિર્મલ તોય નિજસૂખ । પાજાવેં માધવા યા । સાંભાળ આપુલી ભાક ॥ આરતી સાંઈબાબા । સૌખ્ય દાતાર જીવા । ચરણુ

---

બ્રહ્મના અવતાર રૂપે તું સ્વામી દત્ત દિગંબર અવતર્યો છે ॥ ગુરૂ૦ ॥ ૪ ॥ આઠ દિવસે ભક્ત લોકો ગુરૂવાર પ્રભુપદ જોવા માટે કરે છે. ભવની ચિંતા દૂર કર(ર). ॥ ગુરૂ ॥ ૫ ॥ મ્હારા પોતાના મુખ્ય દ્રવ્યની થાપણુ ત્હારા ચરણુ રજની સેવા છે. હે દેવાધિ દેવ ! તેજ તમારી પાસે માંગું છું ॥ ગુરૂ૦ ॥ ૬ ॥ દીન ચાતકની માંગણી છે કે આ માધવને નિર્મલ આત્મ–સુખના જલનું પાન કરાવો. આપનાં બ્રીદનું કીર્તિનું રક્ષણુ

રજાતળીં । દ્યાવા દાસાં વિસાવા । ભકતાં વિસાવા ॥ આરતી૦ ॥ ૭ ॥

## આરતી સદ્‌ગુરૂચી-૧૭

ઓવાળૂં ઓવાળૂં માઝા સદ્‌ગુરૂરાણુા, માઝા ઉપાસની રાણુા ॥ પંચહિ તત્વાંચ્યા જ્યોતી પ્રકાશિલ્યા જાણુા ॥ ધ્રુ૦ ॥ નિરાકાર વસ્તુ કૈસી આકારા આલી ॥

---

કરો ॥ સાઇબાબા, આરતી કરૂં છું. જીવોને સુખ આપનારા આપ દાસ તથા ભક્તોને આપના ચરણુ કમલની ધૂળ નીચે વિસામો આપો ॥ ૭ ॥

## આરતી સદ્‌ગુરૂની-૧૭

મ્હારા સદ્‌ગુરૂરાયા, મ્હારા ઉપાસની રાયા હું આપની આરતી ઉતારૂં છું ( ઓવાળૂ છું ). આપને રૂપે જાણે પાંચે મુખ્ય તત્વ (પૃથ્વી, અપ્(જલ ), તેજ વાયુ અને આકાશ ) જ્યોતિ ( તેજ ) રૂપે પ્રગટયાં છે ॥ ધ્રુવ ॥ ॥ પરબ્રહ્મ નિરાકાર છે છતાં આપના રૂપમાં

કેસી આકારા આલી । સર્વાં ઘટી વ્યાપક માઝી સદ્ગુરૂમાઉલી ।। ઓ૦ પં૦ ।। ૧ ।। સોળા સાંદે બહાત્તર કોઠડયા હરિનેં કાયા રચિલી ।। હરિનેં કાયા રચિલી।। નવ દરવાજે દહાવી ખિડકી આંત મૂર્તી બસવિલી ।। ઓ૦ પં૦ ।। ૨ ।। સપ્ત સાગરીંચા વેઢા કેસા ઘાતલા ।। વેઢા કૈસા ઘાતલા ।। તુકા મ્હણે બાપ માઝા કનવાળ આલા ।। ઓ૦ પં ।। ૩ ।। સદ્ગુરૂચી સેવા કરતાં જન્મ સફલ ।। કરિતાં જન્મ સફલ ।। પીતાં પાયવણી

---

તે સાકાર કેવી રીતે બન્યું એ મ્હોટી વિસ્મયની વાત છે. મ્હારી સદ્ગુરૂ મા ઘટ ઘટમાં વ્યાપી રહી છે. ।।૧।। શ્રીહરિએ આ સોળ સાંધા તથા બ્હોતેર કોટડીઓ વાળી કાયા રચી અને તેમાં નવ બારણાં મૂકી દસમી બારીમાં જીવરૂપી મૂર્તિ બેસાડી છે ।।૨।। હે પ્રભુ તું સાતે સમુદ્રને કેવી રીતે વીટળાઇ વળ્યો છે એ નવાઇ છે ।। તુકો કહે છે, મ્હારી દયાળુ મા, સદ્ગુરૂ પ્રભુ, અવતાર લઈ આવી છે ।। ૩ ।। સદ્ગુરૂની સેવા કર્યાથી જન્મનું સાર્થક થાય છે. એમના ચરણ

નાશી અજ્ઞાન મૂળ ।। દેવા દેવા ગુરૂરાયા મૂર્તી મંગલા ।। રાયા મૂર્તી મંગલા ॥ દીન કેલે ધન્ય તુઝિયા કળવળા ।। ધ્રુ૦ ।।૪।। સેવેચ્યા પ્રસાદ મહા ભય નિવારી ।। મહાભય નિવારી ।। કૈસેં પાપ તાપ દુ:ખ દારિદ્ર હારી ।। દેવા૦ દીન૦ ।। ૫ ।। કેલે પિંડદાન માલુ મ્હણે નરહરી ।। માલુ મ્હણે નરહરી ।। લાધ

---

ધોયેલું પાણી અજ્ઞાનનું મૂળમાત્ર નાશ કરે છે. (અથવા પાઠાંતર "પિતા પાય વંદી નાશી અજ્ઞાન મૂળ" લઇએ તો તેનો અર્થ:-શંકરે પોતે અભિમાન છોડી પોતાના પુત્ર વક્રતુંડના ચરણુના નમસ્કાર કર્યા તેથી એક વખતે તેમને થયેલું અજ્ઞાન નાશ પામ્યું હતું ) ।। હે સદ્દ્ગુરૂ દેવરાયા ગણુપતિરાયા ( વા સુંદરાકૃતિવાળા ) ધન્ય છે તારી દયા કે ત્હેં મ્હને દીન (અભિમાન ગલિત) બનાવી દીધો ।। તારી સેવાના પ્રસાદથી મ્હોટો ભય ઉત્પન્ન થયો હોય તો તે પણુ નાશ પામે છે: તો પાપ, ત્રિવિધ તાપ, દુ:ખ દારિદ્ર વગેરે હરણુ થઇ જાય એમાં શી નવાઈ ? ।।૫।। માલુ કહે

લેંચ પ્રેમ સુખ ધરચ્યા ઘરીં ।। દેવા० દીન० ।।
ઓવાળૂં ઓવાળૂં માઝા સદ્ગુરૂરાણુા. માઝા ઉપાસની
રાણુા ।। પંચહિ તત્વાંચ્યા જ્યોતિ પ્રકાશિલ્યા જાણુા ।।

## નમન ૧૮

ઘાલીન લોટાંગણુ, વંદીન ચરણુ । ડોળ્યાંની
પાહીન રૂપ તુઝેં । પ્રેમેં આલિંગીન, આનંદે પૂજીન ।
ભાવેં ઓવાળીન મ્હુણે નામા ।। ૧ ।। ત્વમેવ માતા

---

છે, હે નરહરિ મ્હેં મ્હારા પિંડનું, મ્હારી કાયાનું, તને દાન
કર્યું અને ઘેર બેઠાંજ ભક્તિ પ્રેમનું સુખ મેળવ્યું છે.
।। ધન્ય० દીધો० ।। મ્હારા સદ્ગુરૂ० ।। આપને રૂપે० ।।

## નમન-૧૮

આખે રસ્તે આળોટતો આળોટતો આવી ત્હારા
પગને વંદન કરીશ । ત્હારૂં રૂપ આંખવડે જોઇશ । પ્રેમથી
ભેટીશ, આનંદથી પૂજીશ । ભક્તિ-ભાવથી આરતી
ઉતારીશ એમ નામા કહે છે ।। ૧ ।। તમોજ માતા,

પિતા ત્વમેવ। ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ। ત્વમેવ વિદ્યા દ્રવિણું ત્વમેવ। ત્વમેવ સર્વં મમ દેવ દેવ ॥ ૨ ॥ કાયેન વાચા મનસેંદ્રિયૈર્વા બુદ્ધ્યાત્મના વા પ્રકૃતિ સ્વભાવાત્। કરોમિ યદ્યત્ સકલં પરસ્મૈ નારાયણાયેતિ સમર્પયેતત્ ॥૩॥ અચ્યુતં કેશવં રામ નારાયણં કૃષ્ણ દામોદરં વાસુદેવં હરિમ્ ॥ શ્રીધરં માધવં ગોપિકા વલ્લભં જાનકી નાયકં રામચંદ્રં ભજે ॥૪॥

---

તમોજ પિતા, તમોજ બંધુ અને મિત્ર (પણ) તમેજ; વિદ્યાના આપનાર તમેજ. મ્હારા બધા દેવોના દેવ તમોજ છો. ॥ ૨ ॥ કાયા, વાચા, મન, ઇંદ્રિય, બુદ્ધિ પૂર્વક વા પ્રકૃતિ સ્વભાવથી જેજે બધું પર (પારકાં અથવા પર એટલે ઉચ્ચ, તેથી પરલોક) લોક માટે કરૂં છું તે, હે નારાયણ ! ત્હને સમર્પણ કરૂં છું. ॥ ૩ ॥ હું અચ્યુત કેશવ કૃષ્ણ દામોદર વાસુદેવ હરિ શ્રીધર માધવ ગોપીના વ્હાલાને જાનકીપતિ શ્રીરામચંદ્રને ભજું છું.

## નામસ્મરણ

હરે રામ હરે રામ રામ રામ હરે હરે। હરે કૃષ્ણ હરે કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

## શ્રી ઉપાસની આર્યાસ્તોત્ર-૧૯

શ્રીમંત વા દરિદ્રી અસતી જ્યાતેં સદા સમ સમાન ।। ઉપકાર સદ્‌ગુરૂચેં વર્ણાયા સાંપડે ન ઉપમાન ।। ૧ ।। .

પાતક દગ્ધ કરોની દેતી ભક્તાસિ જે પરા મુક્તિ ।। સદ્‌ભાવ જાણુનીયાં માનવ રૂપાસિ ઘેઉની ફિરતી ।। ૨ ।।

---

## શ્રીઉપાસની-આર્યા સ્તોત્ર-૧૯

જેમને શ્રીમંત તથા દરિદ્રી બેઉ એક સરખા છે તે સદ્‌ગુરૂના ઉપકારની કશા સાથે તુલના થઈ શકતી નથી ।।૧।।

તે ભક્તોના પાતકો ભસ્મ કરી નાંખી તેમને પરા મુક્તી આપે છે ।। તે મનુષ્યોનો સદ્‌ભાવ જાણીને મનુષ્ય-રૂપ લઈ ફરે છે ।।૨।।

નીર દુધાંત અસે પરિ પૃથક દિસેના તથાપરી કરણી ॥ મતિ શુંગ હોય માઝી વર્ણાયા સદ્દગુરૂ પ્રભાવ ઝણી ॥ ૩ ॥

હાતીં અસે જયાચ્યા સૂત્ર જગાચે તથાપિ તો લીન ॥ રાહે સદા પદાવરી ઠેવુનિ નિજ ભાલ અર્પુની સ્વમન ॥ ૪ ॥

જન્મ--મરણુ ચુકવાયા સ્વલ્પ અસે હા ઉપાય

---

તેમની કરણી દૂધમાંનું પાણી જેમ પૃથક દેખાતું નથી તેવી હોય છે એટલે કે દૂધ–પાણી પેઠે સાકાર પરબ્રહ્મ સ્વરૂપ અને એમનામાં ફેર દેખાતો નથી ॥ સદ્દગુરૂનો પ્રભાવ વર્ણવતાં મ્હારી મતિ કુંઠિત બની જાય છે. ॥ ૩ ॥

તેમના હાથમાં આખા જગતનું સૂત્ર હોવા છતાં તેઓ પોતાનાં મન તથા બુદ્ધિને હંમેશ આત્મ પદે સ્થાપી તેમાંજ તેઓ લીન (નિમગ્ન) રહે છે ॥૪॥

જન્મમરણનો ફેરો ટાળવા મનુષ્યો માટે આ સ્હેલો

મનુજાસી ॥ ત્યા શ્રી ઉપાસની-પદીં અર્પિતસે દાસ અલ્પ કવનાસી ॥ ૫ ॥

## શ્રી સદ્‌ગુરૂ મહિમ્ન સ્તોત્રમ-૨૦

સદા સત્સ્વરૂપં ચિદાનંદકંદં જગત્સંભવ સ્થાન સંહાર હેતુમ્ ॥
સ્વભકતેચ્છયા માનુષં દર્શયંતં, નમામીશ્વરં સદ્‌ગુ રામકૃષ્ણુમ્ ॥ ૧ ॥

---

ઉપાય છે. ॥ તેવા શ્રી સદ્‌ગુરૂ ઉપાસની મહારાજના ચરણુકમલમાં દાસ એનું આ કવન અર્પણુ કરે છે ॥૫॥

## શ્રીસદ્‌ગુરૂમહિમ્ન સ્તોત્રમ્-૨૦

નિત્યના જે સત્ સ્વરૂપ, ચિદાનંદ મૂળ સ્વરૂપ, જગત્‌ની ઉત્પતિ સ્થિતિ તથા પ્રલયના જે કારણુ રૂપ છે, જે પોતાના ભક્તોની ઇચ્છાથી જ મનુષ્ય રૂપમાં દેખાય છે. તે ઇશ્વર, સદ્‌ગુરૂ, રામ કૃષ્ણુને હું નમું છું ॥ ૧ ॥

ભુવદ્ધ્વાંત વિધ્વંસ માર્તંડમીડ્યમ્, મનોવાગતીતં મુનિધ્યાનગમ્યમ્ ॥

જગદ્વ્યાપકં નિર્મલં નિર્ગુણં ત્વાં, નમામીશ્વરં સદ્‌ગુરૂં રામકૃષ્ણમ્ ॥ ૨ ॥

ભવાં ભોધિમગ્નાર્દિતાનાં જનાનાં, સ્વપાદાશ્રિતાનાં સ્વભક્તિ પ્રિયાણામ્ ।

---

ભવના, જન્મ મરણના, ફેરાનું મૂળ જે અજ્ઞાન (તે રૂપી અંધકારનો) નાશ કરવામાં સૂર્ય જેવું સામર્થ્ય ધરાવનાર, મન વાણીથી પર, જે મુનીઓને ધ્યાનમાં જ સમજાવ છો એવા, તમો જે જગત્‌માં વ્યાપી રહેલા, નિર્મલ નિર્ગુણ સ્વરૂપવાળા છો તે ઇશ્વરરૂપી સદ્‌ગુરૂ રામકૃષ્ણને હું નમું છું ॥ ૨ ॥

ભવસાગરમાં ડુબી ગયેલા દુ:ખી જનોના, આપના (અથવા આત્માના) ચરણ કમલના જે આશ્રિત છે તથા આપની (વા આત્માની) જેમને ભક્તિ પ્રિય છે તેમના ઉદ્ધાર માટે કલિયુગમાં અવતાર

સમુદ્ધારણાર્થં કલૌ સંભવંતં, નમામીશ્વરં સદ્‌ગુરૂં રામકૃષ્ણં ॥ ૩ ॥

સદા નિંબવૃક્ષસ્ય મૂલાધિવાસાત્ સુધારત્રાવિણં તિકતમપ્યપ્રિયંતમ્ ।

તરૂં કલ્પવૃક્ષાદિકં સાધયંતં, નમામીશ્વરં સદ્‌ગુરૂં રામકૃષ્ણં ॥ ૪ ॥

સદા કલ્પ વૃક્ષસ્ય તસ્યાધિ મૂલે ભવદ્‌ભાવ બુદ્ધ્યા સપર્યાદિ સેવામ્ ।

---

ધારણ કરતા તે ઇશ્વર સ્વરૂપી સદ્‌ગુરૂ શ્રીરામ કૃષ્ણને હુ નમું છું ॥ ૩ ॥

હંમેશ લીંમડાના ઝાડ તળે રહ્યાથી તીખા તથા અપ્રિય છતાંએ અમૃત વર્ષાવનારા (સ્વભાવવાળા) કલ્પવૃક્ષના ઝાડથી પણ સરખામણીમાં અધિક એવા તે ઇશ્વર સ્વરૂપી સદ્‌ગુરૂ શ્રીરામ કૃષ્ણને હું નમું છું ॥૪॥

હંમેશ લીમડાના ઝાડના મૂળ ઉપર આપની પેઠે ભક્તિ–ભાવવાળી બુદ્ધિથી ( અથવા

નૃણાં કુર્વતાં ભુક્તિ મુક્તિ પ્રદંતં નમામીશ્વરં સદ્‌ગુરૂં રામકૃષ્ણમ્ ॥૫॥

અનેકાશ્રુતાતકર્ય લીલા વિલાસૈ સમાવિષ્કૃતેશાન ભાસ્વત્પ્રભાવમ્ ।

અહંભાવહીનં પ્રસન્નાત્મભાવં. નમામીશ્વરં સદ્‌ગુરૂં રામકૃષ્ણમ્ ॥ ૬ ॥

સતાં વિશ્રમારામમેવાભિરામં, સદા સજ્જને સંસ્તુતં સન્નમદ્ભિઃ ।

---

આપને કલ્પવૃક્ષનું મૂળ સમજી) સેવાપૂજન કરનાર લોકોને ભુક્તિ મુક્તિ આપનાર તે ઇશ્વરરૂપી સદ્‌ગુરૂ રામકૃષ્ણને હું નમું છું ॥ ૫ ॥

અનેક નહીં સાંભળેલા નહીં કલ્પેલા લીલા વિલાસોથી સુંદર જાજ્વલ્યમાન્ પ્રભાવ જેણે વિસ્તરેલો છે, જે અહંભાવથી વિરક્ત છે અને આત્મભાવની પૂર્ણતાથી પ્રસન્ન છે તે ઈશ્વરરૂપી સદ્‌ગુરૂ રામકૃષ્ણને નમું છું ॥૬॥

સારાં માણસોનું જે વિસામો તથા આરામનું સ્થાન હોવાથી સુંદર છે, હંમેશ જે સજ્જનોથી સ્તવાયો

જનામોદદં ભક્તભદ્રપ્રદંતં, નમામીશ્વરં સદ્ગુરૂં રામકૃષ્ણં ॥૭॥

અજન્માદ્યમેકં પરબ્રહ્મ સાક્ષાત્ સ્વયં સંભવં રામમેવાવતીર્ણમ્ ।

ભવદ્દર્શનાત્સંપુનીત: પ્રભોઽહં, નમામીશ્વરં સદ્-ગુરૂં રામકૃષ્ણમ્ ।

શ્રી રામેશ કૃપાનિધેઽખિલનૃણાં સર્વાર્થે સિદ્ધિપ્રદ યુષ્મત્પાદરજપ્રભાવમતુલં ધાતાઽપિ વક્તાઽક્ષમ: ।

---

છે અને જેને નમસ્કાર કરવામાં આવ્યા છે એવા લોકોને આનંદ આપનારા અને ભક્તોને ભદ્ર (સારૂં) આપનારા તે ઈશ્વર સ્વરૂપી શ્રીસદ્ગુરૂ રામકૃષ્ણને હું નમું છું ॥ ૭ ॥

જે જન્મ રહિત, અસલ, એક સાક્ષાત્ પરબ્રહ્મ છે તે પોતાની શક્તિથી રામ પોતેજ અવતર્યા છે. હે પ્રભો આપના દર્શનથી હું પુનીત ( પવિત્ર ) થયો છું. તે ઇશ્વર રૂપી સદ્ગુરૂ રામકૃષ્ણને હું નમું છું. ॥૮॥

સદ્ભકત્યા શરણું કૃતાંજલિ પુટઃ સંપ્રાપિતોઽસ્મિ પ્રભો । શ્રીમદ્રામપરેશપાદકમલાન્નાન્યચ્છરણ્યં મમ ॥૯॥
સ્વામિરૂપધરરાઘવોત્તમં, ભક્તકામવિબુધદ્રુમં પ્રભુમ્
માયયોપહતચિત્તશુદ્ધયેચિંતયામ્યહ ઽહર્નિશં મુદા ૧૦
શરત્સુધાંશુપ્રતિમપ્રકાશં, કૃપાતપત્રં તવ રામકૃષ્ણ ।

---

હે ઈશ્વર શ્રીરામ કૃપાના નિધિ, સમસ્ત લોકો ના સર્વ અર્થ સિદ્ધ કરી આપનાર, તમારા ચરણની ધૂળનો અગાધ મહિમા વર્ણવવાને બ્રહ્મા પણ અશક્ત છે. હે પ્રભુ ! સદ્ભક્તિથી હાથ જોડવાનાજ સાધનને શરણે જઇ આપની પાસે આવ્યો છું. પરમેશ્વર શ્રીરામના ચરણ કમલ શિવાય મ્હારે બીજા કોઇનું શરણ નથી ॥૯॥

રઘુનું ઉત્તમ રૂપ સ્વામીના આકારમાં ધારણ કરનારનું, ભક્તજનોની કામના ચંદ્ર પેઠે શાંત કરી કુબેર ભંડારી પેઠે પૂર્ણ કરનાર પ્રભુનું, માયાથી દુઃખી બનેલા ચિત્તની શુદ્ધિ માટે દિવસને રાત્ર આનંદથી ધ્યાન કરૂં છું ॥૧૦॥

ત્વદીયપાદાબ્જસમાશ્રિતાનાં, સ્વચ્છાયયા તાપમપાકરોતુ ॥૧૧॥

ઉપાસ્નાદૈવત રામકૃષ્ણ, સ્તવૈર્મયોપાસનિના સ્તુતસ્ત્વમ્ ।

રમેન્મનો મે તવ પાદયુગ્મે, ભૃંહો યથાબ્જે મકરંદ લુબ્ધઃ ॥૧૨॥

અનેકજન્માર્જિતપાપસંક્ષયો ભવેદ્ભવત્પાદસરોજદર્શનાત્ ।

---

શરદૃઋતુના ચંદ્ર પેઠે પ્રકાશતું (શોભા આપતું) તારી રામકૃષ્ણની કૃપાનું છત્ર, તારા ચરણ કમલના આશ્રિતોના તાપ એની છાયાથી દૂર કરો ॥ ૧૧ ॥

ઉપાસના દૈવત રામકૃષ્ણ છે. મ્હારાથી ઉપાસનીથી તમને કવિત્વથી સ્તવાયા છે. જેમ ભૃંગ કમલમાં લુબ્ધ બની રહે છે તેમ મ્હારૂં મન તારા ચરણ યુગલમાં રમી રહો ॥૧૨॥

આપના ચરણ કમલના દર્શનથી અનેક જન્મના ભેગાં થયેલાં (કમાયલાં) પાપોનો નાશ થાય છે. આ

ક્ષમસ્વ સર્વાનપરાધપુંજકાન્પ્રસીદ રામેશ ગુરો
દયાનિધે ॥૧૩॥

શ્રી રામકૃષ્ણચરણામૃતપૂતચિત્તા-
સ્તત્પાદસેવનરતાઃ સતતં ચ ભક્ત્યા ।
સંસાર જન્ય દુરિતૌઘ વિનિર્ગતાસ્તે
કૈવલ્યધામ પરમં સમવાપ્નુવન્તિ ॥
સ્તોત્રમેતત્પઠેદ્ભક્ત્યા યો નરસ્તન્મનાઃ સદા ।

---

સમગ્ર અપરાધની રાશીને ક્ષમા આપ. હે રામેશ્વર દયાનિધિ ગુરૂ પ્રસન્ન થાવ ॥ ૧૩ ॥

જેમનું ચિત્ત શ્રીરામકૃષ્ણના ચરણામૃતનું પાન કરી પવિત્ર થયું છે, જેઓ હંમેશ ભક્તિ પૂર્વક તે ચરણોની સેવામાં તત્પર છે, તે સંસારથી ઉત્પન્ન થયેલાં પાપાચરણના પ્રવાહને ઓળંગી ગયા છે. (અને) તેઓ પરમ કૈવલ્યધામ મેળવે છે ॥ ૧૪ ॥

જે મનુષ્ય એક ચિત્ત થઇ ભક્તિથી સદા આ સ્તોત્રનો પાઠ કરે છે તે નક્કી સદ્ગુરૂ સ્વામી રામની

સદ્ગુરોઃ સ્વામિ રામસ્ય કૃપાપાત્રં ભવેત્ ધ્રુવમ્ ॥
સ્વામિરામકૃપાસ્વર્દુસત્પદ્યકુસુમાવલિઃ ।
શ્રેયસે ચ મનઃ શુદ્ધયૈ પ્રેમ સૂત્રેણ ગુંફિતા ॥
ગોવિંદસૂરિપુત્રેણ કાશિનાથા ભિધાયિના ।
ઉપાસનીત્યુપાખ્યેન શ્રીરામ ગુરવેઽર્પિતા ॥૧૬॥

ઇતિ શ્રી સદ્ગુરૂમહિમ્નસ્તોત્રં સંપૂર્ણમ્ ।

---

કૃપાને પાત્ર થાય છે (તેના પર સદ્ગુરૂ સ્વામિ રામની કૃપા થાય છે) ॥ ૧૫ ॥

આ પદ્ય રૂપી કુસુમની માળા સ્વામી રામની કૃપા રૂપી સ્વર્ગીય યંત્ર હોઇ તેને પ્રેમ સૂત્રથી કલ્યાણ થાય તે માટે તથા મનન શુદ્ધિ માટે ગુંથી છે. કાશિનાથ નામના ગોવિંદ શાસ્ત્રીના પુત્ર ઉપાસની ઉપનામ ધારણ કરનારે શ્રીરામ ગુરૂને અર્પણ કરી છે.

ઇતિશ્રી સદ્ગુરૂમહિમ્નસ્તોત્ર સંપૂર્ણ ।

## શ્રી ઉપાસની મહારાજાંચે નમસ્કાર

હોતેં સંચહિ પૂર્વપુણ્ય મ્હણુનિ હા સદ્ગુરૂ ભેટલા ।
જ્યાનેં અજ્ઞજનાસિ પાર કરણ્યા સન્માર્ગ તો દાવિલા ।।
કેલેં પૂર્ણ મનોરથા ઝિજવુની દેહાસિ કષ્ટેં પહા ।
ત્યા યોગીંદ્ર—ઉપાસની ગુરૂપદીં માઝા નમસ્કાર હા ।૧।
કાનીં એકુનિ ભક્ત—વાણિ મગ તો યે પુણ્ય દેશાંતુની ।
માનીં દ્વૈત કદા ન શૂદ્રગૃહિં તો રાહે સુખે યેઉનિ ।।

---

## શ્રીઉપાસની મહારાજના નમસ્કાર—૨૧

પૂર્વના પુણ્યનો સંચય હતો તેથી આ સદ્ગુરૂ મળ્યા । તેમણે અજ્ઞાન માણુસોને પાર ઉતરવા માટે સન્માર્ગ દેખાડયો ।। જુઓ, એમણે દુ:ખથી દેહને ઘસી નાંખી મનોરથો પૂર્ણ કર્યા । તે યોગીંદ્ર—ઉપાસની ગુરૂ પદમાં મ્હારો આ નમસ્કાર છે. ।। ૧ ।।

પુણ્યદેશ (પુણે)થી ભક્તની વાણી (બુમ) કાનવડે સાંભળીને આવ્યા । આવી, સુખેથી શૂદ્રના ઘરમાં મનમાં કાંઇપણ દ્વૈતની ભાવના લાવ્યા શિવાય રહ્યા ।।

ધ્યાની આણુનિ ભક્ત–પાતક કરી જ્ઞાનોપદેશા પહા ।
ત્યા યોગીંદ્ર-ઉપાસની–ગુરૂપદીં માઝા નમસ્કાર હા ॥૨॥
યેઇ દર્શન ધ્યાવયા પવનિચા જ્ઞાતા હરીદાસ તો ।
જીવન્મુક્ત યતીંદ્ર–વૃત્તિ બઘુનિ ઝાલા મનીં ધન્ય તો ॥
ગાઈ કીર્તનિ સદ્ગુરૂ–પ્રિય ગુણાં સંતોષ વાટે મહા ।
ત્યા યોગીંદ્ર–ઉપાસની-ગુરૂપદીં માઝા નમસ્કાર હા ॥૩॥
સત્કાર્યીં ઝટણું સુબોધ કરૂનિ દીનાં જનાં રક્ષણેં ।
સદભાવેં હરિચ્યા પદા નમુનિયાં સત્સંગતીં બૈસણેં ॥

---

ભક્તોના પાતક ધ્યાનમાં લઇ, જુઓ, તે ઉપદેશ કરે છે। તે યોગીંદ્ર ઉપાસની–ગુરૂપદમાં મ્હારો આ નમસ્કાર છે. ॥ ૨ ॥

પવની ગામના જ્ઞાની હરિદાસ આવ્યા। તે ( એમની ) જીવન્મુક્ત યતિંદ્રના જેવી વૃત્તિ જોઇ પોતે પોતાની જાતને મનમાં દર્શન કરી ધન્ય ધન્ય માનવા લાગ્યા. અને કીર્તનમાં સદ્ગુરૂને પ્રિય જે ગુણો તે વર્ણવ્યા; તેથી ખુબ સંતોષ થાય છે। એવા તે યોગીંદ્ર–ઉપાસની ગુરૂપદમાં મ્હારા નમસ્કાર છે ॥૩॥

નીચત્વા વરૂનિ ભ્રમાસિ હરિ જો હિંડોનિ સર્વત્ર હા ।
ત્યા યોગીંદ્ર–ઉપાસની–ગુરૂપદીં માઝા નમસ્કાર હા ॥૪॥

ગ્રામા સોડૂનિ અંત્યજાતિ–ભુવન–પ્રાંતીં સર્વેં યેઉની ।
વારી કિલ્મિષ સર્વ શાસ્ત્ર–શ્રુતિનેં બોધામૃતા પાજુનિ ॥
તારી ભક્ત જનાં દયાઘન અસા વાહેં શિરીં ભાર હા ।
ત્યા યોગીંદ્ર–ઉપાસની-ગુરૂપદીં માઝા નમસ્કાર હા ॥૫॥

---

સત્કાર્યોમાં ગુજવું, સુબોધ કરી દીન જનોનું રક્ષણ કરવું, । હરિના ચરણને સદ્ભાવથી નમી સત્સંગતી સેવવી, ॥ નીચપણું સ્વીકારી, બધે ફરી ભ્રમનું હરણ કરવું, । એ જેનું કાર્ય છે તે યોગીંદ્ર–ઉપાસની ગુરૂપદમાં મ્હારા નમસ્કાર છે ॥ ૪ ॥

ગામ છોડી, અંત્યજોની વસ્તીમાં એકદમ આવી । કિલ્મિષો (દુઃખો)નું નિવારણ કરી, સર્વ શાસ્ત્ર તથા શ્રુતિ અનુસાર બોધામૃતનું પાન કરાવી । તે દયાઘન, ભક્ત જનોને તારી પોતે માથે ભાર વહે છે । તે યોગીંદ્ર–ઉપાસની–ગુરૂપદમાં મ્હારા નમસ્કાર છે ॥૫॥

ગાતાં કુંઠિત હોય મન્મતિ પહા જો અંત્યજાચે ઘરીં।
કાંડોનિ દળણેં દળી ધુઉનિયા વસ્ત્રેં હિ પાણી ભરી ॥
ડોંબાચ્યા ઘરિં જયાપરી કરિતસે રાજા હરિશ્ચંદ્ર હા।
ત્યા યોગીંદ્ર–ઉપાસની ગુરૂપદીં માઝા નમસ્કાર હા॥૬॥
અન્ના વાઢુનિ હીન નીચ ગરિબાં ભક્તાં સર્વં અર્પુની।
હોઈ હર્ષિત ધન્યહી મ્હણુતિ ત્યા તૃપ્તી મનીં પાહુની॥

---

તેમના ગુણગાતાં મતિ કુંઠિત થાય છે. તે જુઓ અંત્યજોના ઘરમાં ખાંડે છે, દળણાં દળે છે, વસ્ત્રો ધુએ છે, અને પાણી પણ ભરે છે॥ રાજા હરિશ્ચંદ્ર પેઠે એ પોતે પણ ભંગીની સેવા ચાકરી કરે છે!। તે યોગીંદ્ર–ઉપાસની ગુરૂપદમાં મ્હારા આ નમસ્કાર છે ॥ ૬ ॥

હીન, નીચ, ગરીઓને અન્ન પીરસી તથા ભક્તોને પણ તુર્ત આપી, તેમના મનની તૃપ્તિ જોઇ હર્ષ પામતા અને પોતાને ભાગ્યશાળી પણ ગણતા॥ એ'વી રીતે પોતાની પાસે અષ્ઠ સિદ્ધિઓ હોવા છતાં

ऐसा सन्निध अष्ट सिद्धि असुनी जी ंकी मनोवेग हा ।
त्या योगींद्र–उपासनी गुरुपदीं माझा नमस्कार हा ॥७॥
वाटे निंद्य खलासि निंदिति बहू ते दूषणा देउनी ।
द्वैताद्वैत नसे जया न गणिही निंदा–स्तुति जो मुनि ॥
झाले लज्जित ते अतर्क्य महिमा लीला गुरूची पहा ।
त्या योगींद्र–उपासनी गुरुपदीं माझा नमस्कार हा ॥८॥
झालें अष्टक पूर्ण खडगपुरिहें श्री सद्गुरु प्रेरणें ।
केलें धन्य जगीं मुखें वदवुनी दासा बहु प्रीतीनें ॥

---

પોતાના મનના વેગને રોકે છે તે યોગીંદ્ર–ઉપાસની ગુરૂપદમાં મ્હારા આ નમસ્કાર છે ॥ ૭ ॥

ખલ લોકોને નિંદ્ય લાગ્યાથી તે તેમના પર અનેક જાતના આળ મૂકી નિંદા કરતા ।જેમને દ્વૈતા-દ્વૈત કાંઈ નથી તે મુનિ નિંદા સ્તુતિની પર્વા પણ ન કરતા ॥ તે આળ મૂકનારાઓ એમનો અતર્ક્ય મહિમા જોઇ શરમાઈ ગયા. એવી ગુરૂની લીલાનું ધ્યાન કરો । તે યોગીંદ્ર–ઉપાસની ગુરૂ પદમાં મ્હારા આ નમસ્કાર છે ॥ ૮ ॥

એસા ઠેવુનિ ભાવ સદ્ગુરૂ-પદીં સેવોનિયાં અષ્ટકા ।
સાધા ઇચ્છિત'દાસ હે વિનવિતો ભાવે જનાભાવિકાં ॥૯॥

## પ્રાર્થના ૨૨

॥ કરચરણકૃતં વાકકાયજં કર્મજં વા ॥
॥ શ્રવણનયનજં વા માનસં વાઽપરાધં ॥

---

આ નમસ્કારનું અષ્ટક ખડગપુરમાં સદ્ગુરૂની પ્રેરણાથી રચાઇ પૂરૂં થયું । શ્રી સદ્ગુરૂએ દાસ પાસે અતિ પ્રિતિથી આ અષ્ટક મ્હોંએ બોલાવી તેને જગત્માં કૃતકૃત્ય કીધો છે ॥ એવી રીતનો સદ્ગુરૂ ચરણમાં ભાવ રાખી આ અષ્ટક સેવી જે જોયતું હોય તે સાધી લો, એવી ભાવિકજનો પ્રત્યે દાસની વિનંતિ છે ॥ ૯ ॥

## પ્રાર્થના ૨૨

હે કરૂણા સાગર શ્રી મહાદેવ શંભો તારો જય થાઓ. હાથ પગથી કરેલા, વાણી, કાયા, કાન, આંખ

॥ વિહિતમવિહિતં વા સર્વમેતત્ક્ષમસ્વ ॥

॥ જય જય કરૂણાબ્ધે શ્રી મહાદેવ શંભો ॥

**પ્રદક્ષિણા નં. ૧૦ પ્રમાણે.**

---

કે મનથી થયેલ અપરાધ તેમજ વિહિત અવિહિત બધું ક્ષમા કર.

પ્રદિક્ષણા નં.--૧૦ પ્રમાણે.



# રાત્રીનો ઉપાસનાક્રમ.

આરતી ગણુપતીચી-૧૩

આરતી દેવીચી-૧૪

શ્રીઆરતી કન્યાકુમારી સતી ગોદાવરીચી ૧૫

આરતી સદ્દગુરૂચી ૧૬, ૧૭

વિડા ૨૩

વિડા ઘ્યા હો સદ્દગુરૂરાયા। ધરુની માનવાચી

---

આરતી ગણુપતીની-૧૩

આરતી દેવીની-૧૪

શ્રી આરતી કન્યાકુમારી સતી ગાદાવરીની ૧૫

આરતી સદ્દગુરૂની બે ૧૬-૧૭

બીડું ૨૩

હે સદ્દગુરૂ રાયા, તમો કે જે મનુષ્ય કાયા

કાયા। યતિ વેષ ઘેઊનિયાં। વસસી દિનાંસી તારાયા ॥ વિડા૦ ॥૧॥ જ્ઞાન હે પુગીંફલ। ભક્તી નાગવલ્લી દલ। વૈરાગ્ય ચૂર્ણ વિમલ। લવંગા સત્ક્રીયા સકલ વિડા૦ ॥૨॥ પ્રેમ રંગી જૈસા કાત્ના વેળા અષ્ટભાવ સહિત। જાયફળ ક્રોધ રહીત। પત્રી સર્વ–ભૂત–હીત વિડા૦ ॥ ૩ ॥ ખોબરે હેંચી ક્ષમા। ફોડુનિ દ્વૈતાચ્યા બદામા। મનોજયાચા વર્ખ હેમા। કાપૂરહી શાંતિ

---

ધારણ કરી યતિ વેષ લઇ દીન જનોને તારવા માટે વસો છો તે આ (પાન) બીડું લો ॥૧॥ તે બીડાંમાં જ્ઞાનરૂપી સોપારી, ભક્તિરૂપી નાગરવેલના પાન, સ્વચ્છ વૈરાગ્યરૂપી ચૂર્ણ તથા સર્વ સત્ક્રિયાના રૂપમાં લવંગ છે ॥૨॥ તેમાં જાણે પ્રેમ રંગરૂપી કાથો, અષ્ટભાવરૂપી એલચીઓ, ક્રોધ રહિત વૃત્તિરૂપી જાયફળ, તથા સર્વ ભૂતોના કલ્યાણરૂપી જાવંત્રી છે ॥૩॥ (તેમાં વળી) ક્ષમારૂપી કોપરૂં છે, અંદર દ્વૈતરૂપી બદામો ફોડી તેમાંની મીજ મૂકી છે; (ઉપરાંત તેમાં) મનોજય રૂપી સોનાનો વરખ છે; શાંતિના રૂપમાં કપૂર છે

નામા ॥ વિડા૦ ॥ ૪ ॥ કસ્તુરી નિંરહંકાર । કોઠેં ન મિળતી ઉપચાર । ભિમપુત્રા યાસ્તવ ફાર । સાહ્ય દેઉનિ વારંવાર ॥ વિડા૦ ॥ ૫ ॥

## શેજ આરતી

આતાં સ્વામી સુખેં નિદ્રા કરા અવધુતા । શ્રીસદ્ગુરૂનાથા । ચિન્મય સુખધામા જાઉનિ પહુડા એકાંતા

---

॥ ૪ ॥ અને નિરહંકારની (નિરભિમાન) સ્થિતિના રૂપમાં કસ્તુરી એ બીડાંમાં છે. આવી સામગ્રી ક્યાંઇ મળતી નથી; તેથીજ ભીમપુત્ર ઘણીજ આજીજી પૂર્વક વિનવે છે કે, તેને આ કાર્યમાં વારંવાર સહાય આપી, એવું બીડું એની પાસેથી, એ માનવ કાયા ધારણ કરી યતિ વેષ લઇ દીન જનોના ઉદ્ધાર માટે અવતરેલા સદ્ગુરૂ, લો ॥ ૫ ॥

## શેજ આરતી

શ્રીસદ્ગુરુનાથ, સ્વામી અવધુત ! હવે સુખેથી નિદ્રા કરો. ચિન્મય આનંદધામ જઈ એકાંતમાં

॥ ध्रु० ॥ वैराग्याचा कुंचा घेउनि चोक झाडीला । चोक झाडीला । तयावरी सुप्रेमाचा शिडकावा दिधला ॥ आतां स्वामी० ॥ १ ॥ पायघडया घातल्या सुंदर नववीधा भकती । नववीधा भकती । ज्ञानाच्या समया लावुनि उजळील्या ज्योती ॥ आतां स्वामी० ॥ २ ॥ भावार्थाचा मंचक हृदयाकाशी टांगीला । हृदयाकाशी टांगीला ॥ मनाचीं सुमनें करूनी केले शेजेला ॥ आतां स्वामी० ॥३॥ द्वैताचें कपाट लावुनि एकत्र केले । एकत्र केलें ॥ दुर्बुद्धिच्या गांठी सोडुनि पडदे सोडिले ॥ आतां

---

पहोडो ॥ चोक वैराग्यरूपी झाडुथी झाडी नांख्यो छे अने तेनी उपर सारा (खरा) प्रेमना पाणीनो छ टकाव कर्यो छे ॥१॥ नवविधा भक्तिनुं सुंदर बिछानुं पग मूकी चालवा पाथर्युं छे अने ज्ञाननी समइ सळगावी ज्योति (प्रकाश) प्रकटाव्यो छे ॥२॥ भाव तथा अर्थ (ज्ञान–रहस्य)नो पलंग हृदयाकाशमां बांधी मननां फुलो बनावी, सूवा माटे बीछानुं बनाव्युं छे ॥ ३ ॥ (पछी) द्वैतनां बारणां बंध करी एकत्र कर्युं

સ્વામી૦ ॥ ૪ ॥ આશા તૃષ્ણા કલ્પનેચા સાંડુનિ ગલ્બલા । સાંડુનિ ગલ્બલા । દયા–ક્ષમા–શાંતિ દાસી ઉભ્યા સેવેલા ॥ આતાં સ્વામી૦ ॥ અલક્ષ્ય–ઉન્મનીં ઘેઉનિ નાજુક દુશાલા । નાજુક દુશાલા । નિરંજન સદ્ગુરૂસ્વામી નિજે શેજેલા ॥ આતા સ્વામી૦ ॥ ૬ ॥

## અભંગ–૨૫

પાવલા પ્રસાદ આતાં વિઠો નિજાવેં । બાબા

---

(અંતરવૃત્તિ કરી અદ્વૈત વા ઐકય કર્યું વા અનુભવ્યું) દુર્બુદ્ધિની ગાંઠો છોડી પડદા નાંખ્યા ॥ ૪ ॥ આશા, તૃષ્ણા તથા કલ્પનાનો ગડબડાટ છોડી, દયા, ક્ષમા, તથા શાંતિ દાસીઓ સેવા માટે ઉભાં છે ॥ ૫ ॥ ઝીણો અલક્ષ્ય ઉન્મનિ અવસ્થાનો દુશાલો ( ઓઢવાનું ) લઇ, નિરંજન સદ્ગુરૂ સ્વામી પલંગપર પહોડે છે ॥ ૬ ॥

## અભંગ ૨૫

પ્રસાદ મળ્યો. હવે વિઠ્ઠલજી સુઓ; બાબા સુઓ

નિજાવેં । આપુલા તો શ્રમ કળોં ચેતસે ભાવેં ॥ ૧ ॥
આતાં સ્વામી સુખે નિદ્રા કરા ગોપાળા । સ્વામી
દયાળા । પુરલે મનોરથ જાતોં આપુલે સ્થળા ॥ધ્રુ૦॥
તુમ્હાંસી જાગવું આમ્હી આપુલ્યા ચાડા । આપુલ્યા
ચાડા । શુભા શુભ કર્મેં દોષ હરાવયા પીડા ॥ આતાં
સ્વામી૦ ॥ તુકા મ્હણે દિધલેં ઉચ્છિષ્ટાચેં ભોજન ।
ઉચ્છિષ્ટાચેં ભોજન । નાહીં નિવડિલેં આમ્હાં આપુલ્યાં
ભિન્ન ॥ આતાં સ્વામી૦ ॥ ૩ ॥

---

આપનો શ્રમ તો ભાવથીજ સમજી શકાય છે ॥૧॥
હવે દયાળુ સ્વામી, ગોપાળા, સુખે સુઓ. અમારા
મનોરથ પૂર્ણ થયા છે. અમે અમારે સ્થળે, મુકામે
જઈએ છીએ ॥ અમો અમારા પ્રેમથી શુભ અશુભ
કર્મોના દોષોની પીડાનું હરણ થાય તે માટે તમોને
જગાડીશું ॥ તુકારામ કહે છે, ઉચ્છિષ્ટ રહેલા ભોજ
નનો પ્રસાદ અમોને પારકા તરીકે ન લેખતાં
આપ્યો ॥ ૩ ॥

ધાલિન લોટાંગણુ૦ નં. ૧૮ પ્રમાણે
શ્રીઉપાસની આર્યાસ્તોત્ર નં. ૧૯ પ્રમાણે-

## દશાવતારાચેં સ્તોત્ર-૨૬

નમામીશ્વરં ત્વાં પુરાણં પુમાસં, જગત્સંભવસ્થાન· સંહારહેતુમ્ ॥ સ્વભકતેચ્છયોપાત્તચિદ્રૂપ મૂર્તિં, ભુજંગે શયાનં વિહંગેશયાનમ્ ॥૧॥

યુગાંતામ્બુધૌ લીલયા સંચરન્તં, પરંબ્રહ્મ સત્ય

---

ધાલિન લોટાંગણુ નં. ૧૮ પ્રમાણે
શ્રી ઉપાસની-આર્યાસ્તોત્ર-નં. ૧૯ પ્રમાણે

## દશાવત્તારનું સ્તોત્ર ૨૬

તને, ઈશ્વરને, પુરાણ પુરૂષને, જગત્‌ની ઉત્પત્તિ સ્થિતિ તથા નાશના કારણને, પોતાના ભક્તાની ઇચ્છાથી ચિદ્રૂપ મૂર્તિ ધારણ કરી છે તેને, શેષપર સૂનારને, અને ગરૂડ જેનું વાહન છે એવા પુરાણ પુરૂષને હું નમું છું ॥ ૧ ॥

વ્રતાયાઽઽદિશન્તમ્ ॥ નિહત્યાસુરં તં શ્રુતિરાહરન્તં ભજે દીનનાથં મહામીનરૂપમ્ ॥ ૨ ॥

સુરૈઃ ક્ષીરપાથોનિધૌ મથ્યમાને, ગિરિંમન્દરં પૃષ્ટદેશે વહન્તમ્ ॥ તદા ગાત્રકણ્ડૂયનં મન્યમાનં, ભજે કચ્છપેન્દ્રાકૃતિં સ્વચ્છમૂર્તિમ્ ॥ ૩ ॥

વિધેર્નાસિકારન્ધ્રતો નિઃસરન્તં, વિશાલં રસાયા રસામુદ્ધરન્તમ્ ॥ હિરણ્યાક્ષદૈત્યાયુરાજૌ હરન્તં, નમા-

---

યુગની અંતે (પ્રલય) સમુદ્રમાં લીલાથી સંચરતા, સત્ય વ્રતવાળા, પરબ્રહ્મને હુકમ કરનારા, આસુરોને હણી શ્રૂતીનો ઉદ્ધાર કરનારા, દીનોના નાથ, મહાન્ મત્સ્યાવતારને હું ભજું છું ॥ ૨ ॥

જ્યારે દેવોએ ક્ષીરસાગરનું મંથન કર્યું ત્યારે મંદરાચળ પર્વતને પીઠપર વહી શરીરને ચળ (ખુજલી) આવ્યા જેવું સ્વરૂપ ગણતી કચ્છપાવતારની સ્વચ્છ મૂર્તિ હું ભજું છું ॥ ૩ ॥

બ્રહ્માના નાકમાંથી બ્હાર પડતા, જીવ્હાવડે વિશાલ પૃથ્વીને ધારણ કરતા, હિરણ્યાક્ષ દૈત્યના

મ્યાદિ વારાહમારાધ્યમીશમ્ ॥ ૪ ॥

સભાસ્તમ્ભમતો વ્યક્તમૂર્તિં કરાલં, વિધાત્રાદિદેવૈઃ સ્તુતં સંનમદ્ભિઃ ॥ રમાયાધવં ત્રાતકાયાધવં તં નૃસિંહાકૃતિં દૈત્ય સંહારમીડે ॥૫॥

પદામ્ભોજનિર્ગચ્છદમ્ભઃપ્રવાહૈઃ જગત્પાવયન્તં બલેર્દૈત્યરાજાત્ ॥ ત્રિપાદચ્છલેન ત્રિલોકીં જયન્તં, નમામીશ્વરં વામનં વામરૂપમ્ ॥૬॥

---

આયુષ્યનું યુદ્ધમાં હરણ કરતા, આરાધના યોગ્ય આદિ વારાહ ઇશ્વરને હું નમુ છું ॥ ૪ ॥

સભા સ્તમ્ભમાંથી પ્રકટ થયેલી વિકાળ મૂર્તિ કે જેની બ્રહ્માદિ દેવોએ સ્તુતિ કરી છે તથા જેમને દેવોએ નમસ્કાર કર્યા છે તે લક્ષ્મી પતિ પ્રહ્લાદને (હૃદય સાથે) ચાંપનાર દૈત્યોના સંહારનાર નૃસિંહ અવતારને હું ભજું છું ॥ ૫ ॥

ચરણકમલમાંથી નીકળતા જલ પ્રવાહથી જગત્‌ને પાવન કરનારને, દૈત્યોના રાજા બળી પાસેથી ત્રણ પગલાંનું બ્હાનું કરી ત્રણ લોક જીતી લેનાર વામરૂપ વામન ઈશ્વરને, હું નમું છું ॥ ૬ ॥

નૃપં કાર્તવીર્યં મહાવીરવર્યં,રણે પાતયન્તં કુઠારદ્વિતીયમ્ ।। રિપું ક્ષત્રિયાણાં સ્વભક્તિપ્રિયાણાં, ચતુર્વર્ગદં ભાર્ગવં રામમીડે ।। ૭ ।।

સુહાસ્યં દશાસ્યાદિરક્ષોગણાનામહન્તાપરાણાં નિહંતારમીડ્યમ્ ।। ભવધ્વંસકં હંસવંશાવતંસં, ભજે ભક્તભદ્રપ્રદં રામચંદ્રમ્ ।। ૮ ।।

ધરાભારરાજન્યસૈન્યક્ષયાર્થં, વિધાત્રાઽર્થિતં

---

મહાવીરોમાં શ્રેષ્ઠ કાર્તવીર્ય રાજાને રણમાં પાડનારને, ક્ષત્રિયોના રિપુને, પોતાની ભક્તિ પ્રેમવાળાને ચારે અર્થ, ધર્મ, અર્થ, કામ, મોક્ષ આપનારા બીજા કુહાડી ધારણ કરનાર ભાર્ગવ રામને હું ભજું છું ।।૭।।

દશમુખી રાવણાદિ અતિ અભિમાની રાક્ષસોના હણનાર, સુંદર હાસ્યવાળા, જન્મ મરણ નાશ કરનારા, સૂર્યવંશના આભૂષણ, ભક્તોને ભદ્ર (સારૂં) આપનારા રામચંદ્રને હું ભજું છું ।। ૮ ।।

ક્ષત્રિય સૈન્યનો ભાર નાશ કરવા માટે બ્રહ્માએ માંગી લીધેલા દેવ અહીં અવતર્યા તે વ્રજને આનન્દ

દેવમત્રાવતીર્ણમ્ ।। વ્રજાનંદદં નન્દગેહે રમન્તં, ભજે દેવકીનન્દનં વાસુદેવમ્ ।। ૯ ।।

અહિંસાપરં ધર્મમાપાદાયન્તં, ક્રતૂદ્‌ઘોષકૃદ્વેદનિન્દા પ્રવીણમ્।। જીનસ્યાત્મજં કીકટે વ્યક્તિમાપ્તં, ભજેડતકર્ય લીલં પ્રભું બુદ્ધરૂપમ્ ।। ૧૦ ।।

તુરંગાધિરૂઢં કરાલાસિહસ્તં ખલમ્લેચ્છ સંદોહ

---

આપનારા નન્દના ઘરમાં રમતા દેવકીનન્દન વાસુદેવને હું ભજું છું ।। ૯ ।।

કીકટ પ્રદેશ (બીહાર પ્રાંત)માં જૈન મહાત્માના પુત્રરૂપે પ્રકટ થયેલા, પરં અહિંસાને ધર્મ દોરતા, બળીદાન સામે બંડ ઉઠાવનાર, વેદ નિંદામાં પ્રવીણ, અતકર્ય લીલાવાળા, બુદ્ધ રૂપ ભગવાનને હું ભજું છું. ।।૧૦।।

ઘોડા પર આરૂઢ થયેલ, હાથમાં ભયંકર તરવાર ધારણ કરનાર, ખલ તથા મ્લેચ્છોના સમૂહને મારનાર, યજ્ઞયાગાદિ ક્રિયાના અભાવવાળાં ભયંકર રૂપ ધારણ

સંહારકારમ્ ॥ મખાદિક્રિયાવર્જીતે ઘોરરૂપે, કલૌ ભાવિનં કલ્કિરૂપં નમામિ ॥ ૧૧ ॥

અજન્માક્ષયં સચ્ચિદાનંદ રૂપ ॥ મનોવાગતીતં મુનિધ્યાનગમ્યમ્ ॥ જગદ્વ્યાપકં નિર્મલં નિર્ગુણં ત્વાં, પરં બ્રહ્મ નિત્યં હ્રુદા ચિન્તયામિ ॥ ૧૨ ॥

શ્રીઉપાસની મહારાજાચે નમસ્કાર નં. ૨૦ પ્રમાણે

પ્રાર્થના નં. ૨૧ ,,

પ્રદક્ષિણા નં ૧૦ ,,

---

કરનાર, કલિયુગમાં ઉત્પન્ન થનાર કલ્કિરૂપને હું નમું છું. ॥ ૧૧ ॥

જન્મરહિત, અક્ષય, સચ્ચિદાનંદ રૂપ, મન વાણીથી પર, મુનિઓના ધ્યાનમાં(જ) આવી શકે તેવા જગત્‌ને વ્યાપી રહેલા, નિર્મલ, નિર્ગુણ પરબ્રહ્મ તારૂં હ્રુદયમાં ચિંતન કરૂં છું ॥ ૧૨ ॥

શ્રીઉપાસની મહારાજના નમસ્કાર નં,૦ ૨૦ પ્રમાણે

પ્રાર્થના નં. ૨૧ ,,

પ્રદક્ષિણા નં. ૧૦ ,,

અદૃષ્ટ નિરાકાર પરમેશ્વરની ગુપ્ત વાતો

પ્રત્યક્ષ અનુભવમાં આણી આપનારૂં

મુખ્ય સાધન

—— એટલેજ ——

# સર્વ શાસ્ત્ર સિદ્ધાન્ત

અથવા

# શ્રી સાઈ વાક્ સુધા

અથવા

## શ્રી ઉપાસની મહારાજના પ્રવચનો.



ભાગ-૧

રોયલ સાઇઝ પાના ૫૩૭

પાકું પુઠું કીંમત ફક્ત રૂ. ૨-૦-૦

